# સ્વસ્થાન શ્રી પુનાદરા દરબાર સાહેબ શ્રી શીવસીંહજી સાહેબનું જીવન વૃત્તાંત

અને

# પુનાદરા તાલુકાની ઐતિહાસીક નોંધ.


લેખક!

નરસીંહ દેવચંદ બહેરા.

[illegible] "ગુજરાત રાજસ્થાન"



સંવત/૧૯૮૭ સને ૧૯૩૧.

પ્રત. ૨૫૦ આવૃત્તિ ૧.

# સ્વસ્થાન શ્રી પુનાદરા દરબાર સાહેબ શ્રી શીવસીંહજી સાહેબનું જીવન વૃત્તાંત

અને

# પુનાદરા તાલુકાની ઐતિહાસીક નોંધ.

લેખક.


**નરસીંહ દેવચંદ બહેરા.**

માજીતંત્રી "ગુજરાત રાજસ્થાન"



સંવત ૧૯૮૭. સને ૧૯૩૧.

પ્રત. ૨૫૦ આવૃત્તિ ૧.

# બે બોલ.

પુનાદરા (મહીકાંઠા) સ્ટેટનો ઇતિહાસ રહસ્ય પુર્ણ હોઇ તે સબંધમાં નામદાર દરબાર શ્રી શીવસીંહજી સાહેબ તા. ૨૩–૭–૧૯૦૭ના રોજ તખ્તનશીન થયા ત્યારે તે વખતના મહીકાંઠાના નામદાર પોલીટીકલ એજંટ મહેરબાન જી. બી. ઓડોનલ સાહેબે ઉલ્લેખ કરેલો હોઇ તે માહારા વાંચવામાં આવતાં તે છપાવી પ્રસિદ્ધ કરવાની ઇચ્છા કરતાં મેં છપાવેલ પુસ્તક કે જે નામદાર દરબાર સાહેબને અર્પણ કરેલું છે તેમાં આ હકીકત લેવા તેઓ નામદારશ્રીની પરવાનગી મેળવેલી હતી, પણ પુસ્તકની કિંમત ખરચીને વાંચવામાં પુનાદરાની રૈયતનો મોટો ભાગ અશક્ત નીવડે તેમ ધારીને માત્ર જીવનવૃતાંતની જુજ નકલો છુટી રાખવા વિચાર થતાં તે પ્રમાણે વિચાર રાખીને આ જીવનવૃત્તાંતની નાની બુક જુદી બહાર પાડવામાં આવેલી છે, જેમાં પુનાદરાના હાલના માનનીય ચીફ કાર્યભારી સાહેબ મહેરબાન ભોગીલાલભાઇ છગનલાલ મહેતા કે જેમનો કારભાર ઘણોજ યશસ્વી હોઇ તેઓશ્રીનું વૃત્તાંત પણ ભેગુ લેવામાં આવેલું છે. તા. ૧૧ જાનેવારી ૧૯૩૧. કર્તા.

## સ્વસ્થાન શ્રી પુનાદરાના નામદાર દરબાર સાહેબ શ્રી શીવસીંહજી સાહેબનું ટુંક જીવન વૃત્તાંત.

અને

# પુનાદરા તાલુકાની ઐતિહાસીક ટુંક નોંધ

નામદાર દરબાર સાહેબ શ્રી શીવસીંહજી સાહેબનો જન્મ સંવત ૧૯૪૧ ના શ્રાવણ સુદી ૧૫ (બળેવ)ના શુભ અને ધાર્મીક દીવસે થયો હતો, બાલ્યાવસ્થાનાં પાંચ સાત વરસ પીતાશ્રીની પ્રેમભરી દ્રષ્ટી નીચે પ્રસાર કર્યા બાદ. પોતાના પીતાશ્રી મર્હુમ નામદાર ઠાકોર સાહેબ શ્રી અભેસીંહજી સાહેબે અત્રેજ ગુજરાતી શીક્ષણ આપવાનો પ્રબંધ કર્યો હતો, પછી લાયક ઉમ્મરના થતા તેઓશ્રીને સાદરા સ્કોટ કોલેજમાં ગુજરાતી ઇંગ્રેજી કેળવણીનું શીક્ષણ લેવા માટે મોકલવામાં આવ્યા હતા. સાદરામાં અભ્યાસમાં પોતે ઘણા કાબેલ ગણાતા હતા અને તે વખતના કોલેજના હેડમાસ્તર તેમજ અન્ય માસ્તરોનો સંપૂર્ણ ચાહ સંપાદન કર્યો હતો. તેમજ કોલેજમાંથી દર વરસે કલાસ પ્રાઇઝ તેમજ ગુડ કોન્ડકટ પ્રાઇઝ તથા સ્કોટ પ્રાઇઝ મેળવેલ હતા.

આ લખનારને સંપૂર્ણ અનુભવ છે કે પોતે જે વખત કોલેજમાં અભ્યાસ કરતા હતા તે વખતે તે વખતના સઘળા કુમારોમાં આગેવાન તરીકે નામદાર મર્હુમ માલપુર રાવળજી શ્રી જશવંતસીંહજી સાહેબ, નામદાર ઠાકોર સાહેબ શ્રી શીવસીંહજી સાહેબ, અને સુદાસણાના નામદાર

ઠાકોર સાહેબ શ્રી પૃથીસીંહજી સાહેબ ત્રણુ ગણાતા હતા. દરેક રમતોમાં, દરેક ઇનામના કે અન્ય મેળાવડાઓમાં ત્રણુ કુમાર સાહેબોની બાહોશી અને ચપળતા માટે બહુજ પ્રસંસા થતી હતી. (કમ નશીબે માલપુર મહુંમ રાવળજી સાહેબ એક પ્રજા વત્સલ રાજવી નીવડયા હતા પણુ તેઓ શ્રી ટુંક મુદતમાં આ ફાની દુનીયાનો ત્યાગ કરી ગયા છે) બાકી. નામદાર શીવસીંહજી સાહેબ અને નામદાર પૃથી-સીંહજી સાહેબ પોતપોતાના તાલુકાઓમાં ભારે સુવાસ ફેલાવી શકયા છે જે હકીકત આગળ આવશે.

મહેરબાન ઠાકોર સાહેબે સાદરામાં સંપૂર્ણ કેળવણી લીધા બાદ પોતે તાલુકામાં પાછા ફર્યા હતા અને પોતાના પીતાશ્રીના હાથ નીચે રાજદ્વારી તાલીમ લેતા હતા જેમાં યુવરાજ તરીકેની પોતાની લાયકાત પ્રજાને બતાવી આપી હતી.

નામદારશ્રીનું લગ્ન પોતાના પીતાશ્રીની હયાતીમાં સંવત્ ૧૯૫૫ ની સાલમાં થયું હતું. નામદાર મહુંમ ઠાકોર શ્રી અભેસીંહજી સાહેબ સંવત ૧૯૬૩ ની સાલમાં આ ફાની દુનીયાનો ત્યાગ કરી સ્વર્ગે સીધાવતાં નામદાર ઠાકોર સાહેબને રાજ્યની લગામ તા. ૨૩–૭–૧૯૦૭ ના રોજ રાજ્યાભીષેક થઇ તે વખતના મહીકાંઠાના નામદાર પોલીટીકલ એજંટ મહેરબાન જી. બી. ઓડોનલ સાહેબના હસ્તે સુપ્રત થઇ હતી તે વખતે એ. પોલી૰ એજંટ સાહેબે ઘણુંજ મનનીય ભાષણ કર્યું હતું જે આ નીચે આપવામાં આવેલું છે.

# નામદાર શ્રી શીવસીંહજી સાહેબના તખ્તનશીન પ્રસંગે મહીકાંઠાના નામદાર પોલીટીકલ એજંટ સાહેબ મહેરબાન જી. બી. ઓડોનલ સાહેબે કરેલું ભાષણ.

**બાનુઓ, મહીકાંઠાના દરબારો અને ગૃહસ્થો,**

પુનાદરાના કુમાર શીવસીંહજીને પુનાદરાની ગાદીના હકદાર વારસ તરીકે ગણવાને નામદાર સરકારે મહેરબાનીથી જે હુકમ ફરમાવેલો છે તે જાહેરાત રીતે જણાવવાને આજ રોજ અમને મલવા સારૂ આજે અમારી તરફથી આપને આમંત્રણ કરવામાં આવેલું છે.

આપ બધાંના જાણવામાં છે કે, પુનાદરા તાલુકો એક મહીકાંઠાના પુરતન પરદેશમાં આવેલા તાલુકાના મંડળ પૈકી એક જુનો તાલુકો છે આ તાલુકાનો પ્રથમનો ઇતિહાસ હાલના ગમનમાં ગુમ થયેલો છે.

પ્રાચીન ઇતિહાસ ઉપરથી આપણને માલુમ પડે છે કે, પુનાદરાની ગાદી જ્યારથી સ્થપાઇ ત્યારથી જે કુટુંબ રાજ્ય કરતું આવ્યું છે તે કુટુંબ પુરાતની **ઝાલા રજપુત રાજ્યની એક શાખા છે** કે જે **ઝાલા રજપુતોની** ઉત્પત્તી માટે એક સારી દંતકથા ચાલે છે એમ કહેવાય

છે કે એક જુવાન રજપુત યોદ્ધાએ એટલી બધી ફતેહો મેળવી, પોતાના સુરાતનથી એટલી બધી કીરતી સંપાદન કરી હતી કે તેની કીરતી **દેવ લોકમાં પણ પહોચી** અને એક દેવીના જોવામાં તે બહાદુર નર આવ્યો અને તેના પરાક્રમ સાંભળવાથી **દેવ લોકોના દરબારમાંથી તે દેવીએ** આવીને એવી માગણી કરી કે તેને દેવતાઓની પંક્તીમાં દાખલ કરવો અને તેની સાથે પોતાને લગ્ન કરવા દેવું જોઇએ.

દેવતાઓએ તે બદલ બીજો રસ્તો બતાવ્યો તે એકે તે રજપુત કે જે મોટો રાજા થવાનો હતો તેની સાથે તેણે લગ્ન કરવું, પણ તે એવી સરતથી કે તે પોતે દેવી છે એવું તે યોદ્ધાના જાણવા દેવામાં આવવા દેવું જોઇએ નહી પણ તે હકીકત છાની રાખવી અને જે પળે પોતે દેવી છે એવું તેના જાણવામાં આવે તે પળે તેણીયે તેનો ત્યાગ કરવો, અને દુનીયાં છોડી દેવ લોકમાં પાછું આવી જવું જોઇએ.

દેવીએ આ સરત કબુલ રાખી અને પોતે ખુબસુરત રાજ્ય કન્યાનું રૂપ ધારણ કર્યું અને પોતાનો આશક કે જે એક નામાંકીત રાજા થયો હતો તેની સાથે લગ્ન કર્યું, અને તે જોડાએ ત્રણ ચાર વરસ સુધી તમામ પ્રકારે સુખ શાંતીથી વૈભવ ભોગવ્યો, એક દીવસે તે દેવી એટલે રાણી પોતાની સાહેલીયો સાથે મહેલની અગાસી ઉપર બેઠાં હતાં

તેવામા દરબારના ચોગાનમાં બુમ થઈ અને દેવીએ અગાસીની ભીંત ઉપરથી જોયું તો એક મસ્તાન હાથી દરબારના ચોગાનમાં જ્યાં પોતાનો નહાનો કુંવર રમતો હતો ત્યાં તે હાથીને દોડતો આવતો જોઇને તે કુવરની પાસે જે નોકરો હતા તે બીને બુમો પાડતા નાશી ગયા, તે નાનો કુંવર મસ્તાન હાથીના સામો ઉભો અને તે મસ્તાન હાથી પોતાના નાનકડા પ્રતિસ્પર્ધીને જોઇને અજાયબ થયો અને થોભ્યો પણ આ પ્રસંગની સ્થીતિ એવી હતી કે માથી (રાણીથી) બેસી જોઈ રહેવાયું નહીં. દેવી પોતાનું વચન અને જે સરતો હતી તે ભુલી ગઇ અને અગાસીની ભીંત ઉપરથી નમી પોતાનો હાથ નીચે નાંખીને પોતાના કુંવરને પોતાની પાસે તાણી લીધો અને બચાવ્યો આવું ચમત્કારીક કામ કરવાથી આ દેવીની શક્તીથી લોકો તાજ્જુબ થયા અને આ વાત બધે જાહેર થઇ કે આતો કોઇ દેવી છે. જેને પરીણામે પોતાના વચનને અનુસરી પોતાના ખાવીંદનો તથા કુંવરનો ત્યાગ કરવો પડયો. અને દેવલોકમાં પોતાનુ સ્થાન હતું ત્યાં પાછું જવું પડયું.

દેવીએ (રાણી) કુંવરને ઝાલીને બચાવ્યા તેથી આ કુંવર ઉપરથી ઝાલા રજપુતોની ઉત્પતી શરૂ થઇ. કારણ કે તેમના મુળ પુરૂષને ભયમાંથી ઝાલી લેવામાં આવ્યો હતો.

સને ૧૪૫૯ ની સાલમાં પુનાદરાના મીયાંના કુટુંબનો સબંધ ગુજરાતના એક નામાંકિત મુસલમાન રાજા મહમદ

બેધડા સાથે થયો હતો. આ પ્રાંતમાં વખતે વખતના બનાવથી જે ફેરફાર થયેલા છે તે પુનાદરા તાલુકાને પણ લાગુ થયેલા છે અને મહીકાંઠાના ઇતિહાસમાં પુનાદરાના ઇતીહાસનો સમાસ થાય છે.

ગયા દુષ્કાલમાં પોતાના કેટલાક પાડોશી તાલુકાને જે સખત આપતી વેઠવી પડેલી તેવી સખત આપતી પુનાદરાને વેઠવી પડી નથી અને તેથી કરીને દુષ્કાલના કરજનો અને કરની આવકના મારનાં ચીન્હ જે આપણામાંના ઘણાને જણાય છે તે સારા ભાગ્યે પુનાદરા ઉપર જણાતાં નથી.

આ દરબારમાં પ્રમુખ સ્થાને બેસવામાં અમને અંતઃકરણ પૂર્વક ખુશી ઉપજે છે કારણ કે **શીવસીંહજી** સ્કોટ કોલેજમાં કેળવણી પામેલા પુનાદરાની ગાદીયે પહેલ વહેલા તમે આવો છો, તમે જ્યારે કોલેજમાં હતા ત્યારે પાછલા પાંચ વરસમાં તમારામાં જે સુધારો થતો આવ્યો તેનું અમે અવલોકન કરેલું છે અને વરસો વરસ તમારા માટે સારા રીપોર્ટ થતા આવ્યા તેથી અમને જે સંતોષ થતો તેમાં અમે ભાગ લેતા આવ્યા છીયે તમારા પીતાયે અને એજન્સીયે તમને સારી કેળવણી આપવામાં પોતાની તમારા પ્રત્યેની ફરજ બજાવી છે અને તેમણે તમારા માટે લીધેલ મેહેનતની તમે કેવી બુજ કરો છો તે બતાવી આપવાનો વખત તમને હવે આવ્યો છે, અને મહીકાંઠાના અખતીયારી

તાલુકદાર તરીકે તમારી કારકીર્દી ઉપર તમારૂ વહાણુ અમે ઝુકાવીએ છીએ તે એવા સંપૂર્ણ ભરૂંસાથી કે તમારા ભવીષ્યના સબંધમાં અમારી તમામ આશાઓ તમે પરીપૂર્ણ કરશો અમોએ જે પ્રમાણે બીજાઓને કહ્યું છે અને સમજાવ્યું છે તેજ તમને કહેવાનું છે, કારણ કે તમે તમારા તાલુકાના દરબાર છો અને તેથી કરીને તમારા લોકોના સુખને માટેજ ફક્ત તમારે મનન કર્યા કરવું અને વરતન કરવું, અને જાતે ખુબ મહેનત લઇ કામો કર્યા કરવાં. તમારો જન્મ એવી પંક્તીમાં થયો છે કે તમારા માથે ગંભીર પ્રકારની જોખમદારી છે કારણ કે તમારાં કૃત્યો ઉપર બીજાઓનાં સુખ અગર દુઃખનો આધાર છે, બીજાઓની જીંદગીનો આધાર આપણાં કૃત્યો અને આચરણો ઉપર રહે છે, તે વાતની જરૂરીયાત કરતાં કંઇ વધારે ગંભીરતા ભરેલું અમે ધારતા નથી. અને તમે જુવાન દરબારો તમારી ફરજો અને ધર્મ સમજવાને તમે શક્તીવાન થાઓ તેવી આશાથી અમો આટલો શ્રમ તમોને યોગ્ય કેળવણી આપવાને માટે લઇએ છીએ. અને તે અમારૂં કહેવું ખાત્રીથી માનજો કે બીજાઓના સુખને માટે પ્રયત્ન કરવાથી તમે તમારૂ સુખ સારી રીતે સંપાદન કરી શકશો.

આજના દીવસે તમને ખરેખર ભારે ખુશી પેદા થવી જોઇએ કે આટલા બધા તમારા દરજ્જાના દરબારો અને

તમારા કોલેજના સોબતીઓ અહી હાજર છે. અને અમને ખાત્રી છે કે તેઓ અને બીજાઓ જે બધા અહી હાજર છે તેઓ તેમજ આખા મહીકાંઠા તમને તમારી ગાદી મલવાના પ્રસંગે ખરા અંતઃકરણ પૂર્વક મુબારકબાદી આપવામાં અમારી સાથે સામેલ થાય છે. અને અમારા બધાંની એવી ઇચ્છા છે કે તમે દીર્ઘાયુષી થાવ. સુખ અને ઉતમ સ્થીતિ ભોગવો અને મનુષ્યને જે જે સુખની અને શ્રેયની આકાંક્ષા થાય તે બધાં તમને પ્રાપ્ત થાઓ.

કુમાર શ્રી શીવસીંહજી હવે અમે તમને પુનાદરાના મીયાં તરીકે પ્રસિદ્ધ કરીયે છીએ અને તમારા તાલુકાના વહીવટની સત્તા તમને નામદાર સરકારથી સોંપવામાં આવી તેની નીશાની તરીકે અમે તમને આ તરવાર આપીએ છીએ. અને અમને ખાત્રી છે કે તે સતાનો ઉપયોગ તમે ઇન્સાફ પૂર્વક આગળ વિચાર અને દયા ભરેલી રીતે કરશો અને વળી તાલુકાની કુંચી તમને આપીએ છીએ તે એમ જણાવવાને કે તેની આવક હવે તમારી છે અને તમારી આજુ બાજુએ જે લોકોનો સબંધ રહેલો છે તેમના ફાયદા અને કલ્યાણનો પ્રચાર અને વધારો કરવાના ઉપાયો લેવામાં તમે વાપરશો.

હવે તમે પુનાદરાના મીયાં થયા છો તો એક વાત અમે તમારા મન ઉપર ઠસાવવા માગીએ છીએ અને તે એ કે કોઈ માણસ એકલો રહી શકતો નથી તે માફક

તમે માણુ એકલા રહી શકશો નહી પણ તમે યાદ રાખજો કે એજન્સી તમારી સાથે સાચી મીત્રતા ધરાવે છે અને તે મીત્રતા એવી છે કે જે તમારા સુખ અને દુખમાં ભાગ લેનારી છે. અને તમામ બાબતમાં તમને મદદ આપનારી છે એટલે એજન્સી એવું કહે છે કે જ્યારે જ્યારે તમને જરૂર પડે ત્યારે ત્યારે તમારે એજન્સીની મદદ બેશક માગવી, અને તેમાં કાંઇ પણ આંચકો ખાવો નહીં છેવટે અમે તમને અંતઃકરણ પૂર્વક મુબારકબાદી આપીએ છીએ. (તા. ૩૧-૭-૧૯૦૭ સંવત ૧૯૬૩ ના અસાડ વદી ૬ બુધવાર)



## તખ્તશીન પ્રસંગે નામદાર પોલીટીકલ એજંટ સાહેબ બહાદુરના ભાષણ પછી મહેરબાન ઠાકોર સાહેબશ્રી શીવસીંહજી સાહેબે

# આપેલો જવાબ.

**નામદાર,**

આપ નામદાર સાહેબોએ આ મેલાવડો ભરી પધારી મને મારા પૂર્વજોના પ્રાપ્ત કરેલા સ્ટેની રાજ્યગાદી સુંપવાને લગતો માનવંતા નાંમદારશ્રી સરકારનો હુકમ વાંચી સંભળાવી હસ્તગત કરવાનું ફરમાન કરવા તસ્દી લીધી તે માટે અંતરકરણથી આપ નામદાર સાહેબોનો મોટો આભાર માનું છું.

પોલીટીકલ ઓફીસરોની કેળવણી પ્રત્યેની ચાહના પરોપકારવૃતી અને ઉમદા નેમના પરીણામમાં સ્થાપન થયેલી સાદરા સ્કોટ કોલેજમાં મારો વિદ્યાભ્યાસ કરી મેં મારા પીતાશ્રીની હયાતીમાં તેમના હાથ નીચે તાલુકાની માહીતી મેળવવાનું શરૂ કર્યું હતું, દરમીયાન કમનશીબે મારા પીતાશ્રીનું પરલોકગમન થયું. પરંતુ મેં મારી જ્યાં બાલ્યાવસ્થા ગુજારી છે અને જ્યાંથી મને મારી ભવીષ્યની જીંદગીમાં કેમ વરતવું એવું જ્ઞાન મળ્યું છે તેવા ઉપકારી સ્થાનને આવા પ્રસંગે મારે ભુલી જવું નજ જોઇએ. અને

તેવા ઉત્તમ સ્થાનની કદર હું શું કરી શકું તેમ છું પણ મારી સત્તા અનુસાર તે ફંડમાં હું રૂ. ૫૦૦) ભરૂં છું તો તેનો સ્વીકાર કરી મને આભારી કરશો.

નામદાર માનવંતા બ્રીટીશ સરકારની મહેરબાની અને તેમની ઉંચા પ્રકારની રાજ્ય પદ્ધતિના તત્વોથી આ સ્ટેટ અત્યાર સુધી નીરવીઘ્નપણે આબાદ રહી મારા પૂર્વજોએ ભોગવ્યું અને તેજ કૃપાના આધારે હું સુરક્ષીત રીતે ભોગવવાને ભાગ્યશાળી થઇશ.

હવે જે ફરજ મારા માથે આવી છે તે એ છે કે બ્રીટીશ સરકાર પ્રત્યે વફાદાર રહી સરકારના તેમજ પોલીટીકલ ઓફીસરોના હુકમોને માન્ય આપી તેમની ઉમદા સલાહ પ્રમાણે વરતી રૈયત અને તાલુકાનું હીત ચહાવાનું છે, જે હું આશા રાખું છું કે પરમકૃપાળુ પરમેશ્વરની કૃપાથી અને આપની સલાહ અને મદદના આધારે તેમાં ફતેહમંદ નીવડીશ.

નામદાર સાહેબો મને મારી બાલ્યાવસ્થામાં એટલે વીદ્યાર્થી અવસ્થામાં જે ઉમદા સલાહો અને મારા પીતાશ્રીના પરલોક ગમન પછી જે ઉંચ પ્રકારની શીખામણો, આપવા તસ્દી લીધી છે. તે માટે હું ફરીને આપ નામદાર સાહેબોનો અંતઃકરણથી ઉપકાર માનું છું. અને પરમકૃપાળુ પરમેશ્વરને બંદગી કરૂં છું કે આપ નામદાર સાહેબની શુભ શીખામણો મુજબ વર્તવા તે મને સદ્‌બુદ્ધિ આપે.

નામદારશ્રીએ તખ્તનશીન થયા પછી રૈયતના સુખ અને સગવડ માટે સંપૂર્ણ કાળજી રાખીને તાલુકામાં તે વખતે ફક્ત પુનાદરામાંજ ગુજરાતી સ્કુલ હતી. તેને બદલે બેજ વરસના રાજ્ય અમલમાં કેવડીયા અને તેલનાળમાં નવીન બે સ્કુલો ખોલીને પ્રજા તરફનો પ્રેમ બતાવી આપ્યો હતો. તેજ પ્રમાણે પોતાની પ્રજાને માંદગીના પ્રસંગે દવાખાનાંનું સાધન ન હોવાથી મુસ્કેલી વેઠવી પડતી હતી. તેથી સને ૧૯૨૦ ની સાલમાં પોતાના પીતાશ્રીના મુબારક નામ ઉપર શ્રી અભેસીંહજી મેમોરીયલ હોસ્પીટલ નામનું દવાખાનું મોટા ખરચે ખુલ્લુ મુકાવ્યું હતું જેનો લાભ દર સાલ આ તાલુકાની રૈયત તેમજ આજુબાજુના ઘણા દરદીયો લે છે. ધર્મ ઉપર પોતાને સંપૂર્ણ આસ્થા છે દરરોજ બે વખત દેવ દર્શન કરવાનો નિયમ ઉપરાંત હમેંશાં બે કલાક સુધી દેવ પુજા પોતાને હાથે કરવાનો પણ દ્રઢ નિયમ છે. ગમે તેવા પ્રસંગે પણ તે નિયમમાં કદી ફેરફાર થતો નથી.

ધર્મ ઉપરની આસ્થાને પરિણામે શ્રી સત્યનારાયણનું નવીન મંદીર બંધાવી સંવત ૧૯૭૯ માં તે મંદીરની પ્રતિષ્ઠા ધામધુમ સાથે કરાવી હતી. તેજ પ્રમાણે શ્રી મહાનકાળેશ્વર મહાદેવનુ દેવળ જીરણ થયેલું તે દેવળના આગળ નવીન ધર્મશાળા વીગેરે બંધાવી સંવત ૧૯૮૨ ની સાલમાં તેની પ્રતિષ્ઠા પણ ધામધુમથી કરાવી હતી. તે ઉપરાંત રાજ્યમાં ઘણા સુધારા વધારા કરેલા છે. આ સ્ટેટમાં મુખ્ય કામદાર

તરીકે પ્રાંતીજના રહીશ. શ્રીમાન રાજ્યમાન રાજેશ્રી. ભોગીલાલભાઇ છગનલાલ મહેતા. દશ વરસથી નીમાયેલા છે, તેમના આવ્યા પછી રાજ્યની ઉપજમાં, રૈયતની સગવડ અને સુખાકારીમાં, અને રાજ્યના નવીન મકાનો બંધાવવામાં સારો સુધારો વધારો થયેલો છે, લાંચ રૂસ્વતનું જડ મુળથી ઉખડી ગયું છે જેથી પ્રજાને નિર્મળ ન્યાય મળી શકે છે, નામદાર દરબાર સાહેબનો મહેરબાન કામદાર સાહેબ ઉપર સંપૂર્ણ વિશ્વાસ હોઈ રાજ્યની તમામ સત્તા તેમને સોંપ્રત કરેલ છે અને તેજ પ્રમાણે તેઓશ્રી પણ નીમકહલાલથી રાજ્યનું જેટલું બની શકે તેટલું પ્રાણાર્પણે પણ હીત કરવામાં પછાત પડતા નથી.

નામદાર ઠાકોર સાહેબના રાજ્યકારભારમાં નવીન નીશાળોનાં મકાનો, ડીસ્પેનસરીનું ભવ્ય સુંદર મકાન તેમજ શ્રી હજુર કોર્ટ, ન્યાયાધીશ કોર્ટ, જેલ, પોલીસ કોર્ટ, નિશાળ, પાયગા, ગાડીખાનું વગેરે ભવ્ય મકાનો બંધાવેલાં છે. રાજ્ય મહેલ દરબારની બાંધણી ભવ્ય અને આકર્ષક છે. આ તમામ ખર્ચ અને મકાનો પોતાનાજ રાજ્ય અમલમાં બનેલાં છે. જેથી નામદાર ઠાકોર સાહેબનો રાજ્ય અમલ કેટલો પ્રસંસનીય છે તેનો સહેજ ખ્યાલ આવી શકે છે.

પોતે સને ૧૯૨૭ સુધી હીંદુ અને મુસલમાનનો બંને ધર્મ પાળતા હતા. પણ સંને ૧૯૨૭ ની સાલમાં

રા. રા. કામદાર મી. ભોગીલાલભાઇના વખતમાં કાઠીયાવાડમાં આવેલા વિરપુર મુકામે ધામધુમથી દેહ સુદ્ધી કરાવી પોતે હીંદુ ધર્મમાં દાખલ થયેલા છે. નામદાર ઠાકોર સાહેબ ધર્મમાં દ્રઢ આસ્થાવાળા હોઇ રાજ્યદ્વારી આડંબરથી તદ્દન વિરક્ત છે–સાદા છે, અને તેથી પુનાદરાનું મેમાન ખાતું સઘળે પંકાયું છે, આતીથ્ય સત્કારમાં સારી રીતે બરદાસ્ત થાય છે, જેથી રાજ્યની બહાર ઘણીજ વાહવાહ બોલાય છે.

જેવા નામદાર ઠાકોર સાહેબ સ્વભાવે શાન્ત અને પરોપકારી દયાળુ છે તેવાજ નામદાર યુવરાજશ્રી અજીતસીંહજી સાહેબ અને દાદા લક્ષમણસીંહજી સાહેબ અને ભાઈ સાહેબ શ્રી કેશરીસીંહજી સાહેબ પણ સાદા, શાંન્ત અને પરોપકારી છે બલકે આખુ રાજ્ય કુટુંબ સાદાઇ અને પરોપકારપણામાં પંકાયેલું છે. યુવરાજશ્રી અજીતસીંહજી સાહેબ હાલ લગભગ ૨૮ વરસના છે તેમણે તેમ દાદાશ્રીએ પણ સાદરા કોલેજમાં સંપૂર્ણ કેળવણી લઈને હોંશીયારી સંપાદન કરી છે; અને નામદાર યુવરાજશ્રી રાજ્ય કાજમાં અનુભવ લે છે.

નામદાર શ્રી ઠાકોર સાહેબને ફોજદારી ફર્સ્ટક્લાસ માજીસ્ટ્રેટની સતા અને દીવાનીમાં રૂ. ૨૫૦) સુધીના દાવા સાંભળવાનો અધીકાર છે રાજ્યની ઉપજ લગભગ ત્રીસ હજારની છે અને ખર્ચ પણ લગભગ તેટલુંજ છે પણ જે

ખર્ચ થાય છે તે માત્ર રાજ્યહીતના કામોમાંજ થાય છે. ગાન તાન અને નાચ તમાસા કે ભપકા સપકામાં આ રાજ્યમાં મુદ્દલ ખર્ચ થતું નથી આ હકીકત આ સ્ટેટ માટે ઘણીજ પ્રસંસનીય અને ધડો લેવા જેવી છે આટલી નાની ઉપજમાંથી પ્રજા હીતના કામો કેળવણી અને દવાખાના પાછળ ઉપજના નવટકા ખર્ચ થાય છે જે પ્રસંસનીય છે મોટી લાખોની ઉપજવાળાં સ્ટેટો બે ટકા પણ ખર્ચ કરતાં નથી. આ સ્ટેટ ગાયકવાડ સરકારને ફક્ત રૂ. ૨૬૩ ટ્રીબ્યુટ તરીકે ભરે છે, ત્યારે વડોદરા રાજ્ય તરફથી ગીરાસ હકના રૂ. ૧૫૦૪] બ્રીટીશ ખાલસા ગામોમાંથી રૂ. ૯૦૫] અને આતર સુંબા તાલુકાનાં ગામોમાંથી રૂ. ૫૬] વસુલ લે છે. સ્ટેટમાં ન્યાયના કામે સ્વતંત્ર માજીસ્ટ્રેટની નીમણુંક કરેલ છે, અને તેઓ ફર્સ્ટકલાસ માજીસ્ટ્રેટનો પાવર ભોગવે છે હાલ સર ન્યાયાધીશ તરીકે વેરાવળના રહીશ મી. ત્રીભુવનદાસ દયા-રામ નામના ગૃહસ્થ છે જેઓ પણ ન્યાયના કામમાં નીપૂણ છે, તેમના ઉપરની અપીલ ખુદ નામદાર ઠાકોર સાહેબ સાંભળી રૈયતને સારો ન્યાય આપે છે.

આજ સુધી નામદાર દરબાર સાહેબને મીયાંની સંજ્ઞાથી લખાપડી એજન્સીમાંથી થતી હતી તેના બદલે "ઠાકોર શ્રી" લખવા બાબતનો એજન્સીનો હુકમ થયેલો છે તેમજ નામદાર ઠાકોરશ્રી કોઇ પણ કામે બહાર પધા-

રવાના હોય તો એજન્સીમાં રીપોર્ટ કરવાની જરૂર પડતી નથી તે બાબતમાં પણ એજન્સીથી ઓરડર થયેલો છે.

નામદાર ઠાકોર સાહેબ જેવા એક સાદા, શાંન્ત અને પ્રજાવત્સલ રાજવીનું જીવનવૃતાંત લખવા મારા જેવો એક અલ્પજ્ઞ ટુંક બુદ્ધિનો માણુસ સાહસ કરે છે જેથી આવા બાહોશ રાજવીનું જીવનવૃત્તાંત સાંગોપાંગ નજ લખી શકાય તે સ્વભાવીક છે માત્ર મેં મારી બુદ્ધી અનુસાર ટુંકામાં લખેલું છે તે માટે વાંચકો, પુનાદરાની પ્રજા રહેલ ભૂલચુક માટે મને માફ કરશે એમ વિનવું છું અને નામદાર ઠાકોર સાહેબશ્રી શીવસીંહજી સાહેબ અને રાજ્ય કુટુંબ દીર્ઘાયુષ રહે અને માન મરતબા અને સંપતિમાં ઉત્તરોત્તર વધારો થાય તેવી પરમાત્મા પ્રત્યે પ્રાર્થના કરૂં છું.

આ તાલુકાનો ઇતિહાસ પણ ઘણોજ રહસ્યપૂર્ણ અને મનન કરવા યોગ્ય હોવાથી વાંચકોની જાણ માટે લખી પ્રસીદ્ધ કરૂં છું.

સત્યયુગમાં માર્કંડેય ઋષીએ એક વખત યજ્ઞ શરૂ કર્યો તેમાં દૈત્યોએ વિઘ્ન કરવાથી તેમનો નાશ કરે તેવો એક પુરૂષ તેમણે પોતાના મુખમાંથી ઉત્પન્ન કર્યો. આ પુરૂષે તે સઘળા દૈત્યોનો નાશ કર્યો અને યજ્ઞ પરિપૂર્ણ થયો. આ પુરૂષ મુખમાંથી ઉત્પન્ન થયો તેથી તે 'મુખવાન' કહેવાયો, અને પછીથી તેના વંશજો મુખવાનને બદલે

અપભ્રંશથી 'મકવાણા' કહેવાયા. આ મુખવાનને ઋષિએ ઉત્તરમાં કુંતલપુરનું રાજ્ય આપ્યું તેમાં તેણે પોતાના પરાક્રમથી ઘણો વધારો કર્યો. કેટલીક પેઢી ત્યાં રહ્યા પછી, કચ્છમાં આવેલ કીરંતિગઢ (કેરાકોટ) માં આ મકવાણા રજપૂતોએ પોતાની રાજધાની કરી હતી.

કેટલોક સમય ગયા બાદ વિહાસ નામનો મકવાણો આ કીરંતિગઢમાં રાજ્ય કરતો હતો તેનો કુંવર કેસર ઘણો પરાક્રમી અને શુરવીર હતો. તેણે પોતાના પિતા વિહાસની અંત્યાવસ્થાએ વચન આપ્યા મુજબ, સિંધમાં આવેલ સમૈયા (સમીનગર) અગર મોમતુર નામના શહેરમાં તે વખતે હમીર સુમરો નામનો રજપૂત રાજા રાજ્ય કરતો હતો કે જે તેના બાપ વિહાસનો શત્રુ હતો તેના તબેલામાંથી પરપ ઘોડા તથા સઘળાં ઉંટ લાવી ભાટ લોકોને દાનમાં આપ્યાં હતાં અને તે પછી દસેરાના તહેવારના દિવસે આ હમીર સુમરાની વહુ દીકરીઓ વિગેરે બૈરાં ગાડીમાં બેસી સહેલ કરવા માટે વાડીમાં જવા નીકળ્યાં હતાં, તેમાંથી પરપ સુમરીઓને કેસરે પકડી હતી અને તેમને કીરંતીગઢ લાવ્યો હતો અને પોતાના ભાઇ ભત્રીજાઓને તેમ સગાઓને એક એક સુમરી સ્ત્રી આપતાં ચાર તેણે રાખી હતી. આ બાબતમાં કેસર મકવાણાને અને હમીર સુમરાને દશ બાર વર્ષ સુધી તકરાર ચાલી અને છેવટ લડાઇ થઇ તેમાં ઘણા રજપૂતો તથા કેસર પોતાના

ભાઇ ભત્રીજાઓ સહીત મરણ પામ્યો. માત્ર તેના ત્રણ દીકરા (૧) હરપાળ (૨) વિજયપાળ અને (૩) શાન્તાજી બચી ગયા હતા. કીરંતિગઢનો નાશ થયો અને સુમરીઓ પોતાના પતિઓની સાથે બળી મરણ પામી.

આ વખતે અણહીલપુર પાટણમાં કરણ સોલંકી (ઈ. સ. ૧૦૭૨ થી ૧૦૯૪) કે જે સિદ્ધરાજ જયસિંહનો પિતા થાય તે રાજ્ય કરતો હતો. તે હરપાળને માશીયાઇ ભાઇ થતો હોવાથી, હરપાળ તેની પાસે પાટણ આવ્યો. ભાટ લોકો એવી વાતો કહે છે કે પાટણમાં કરણ સોલંકીની રાણી ફુલાદેવીને તે વખતે બાબરો ભૂત નડતો હતો. તેને હરપાળે દુર કર્યાથી, પાટણમાં તે ઘણો પ્રીતિપાત્ર થઇ પડયો હતો અને કરણની રાણી તેને ભાઇ તરીકે ગણતી હતી. એક દિવસ રાત્રે હરપાળે બાબરા ભૂત સાથે લડાઇ કરી તેને વશ કર્યો અને તેની પાસેથી વચન લીધું કે 'મારે કાંઇ કામ પડે ત્યારે તારે હાજર થઇ બતાવેલું કામ કરવું' આ પ્રમાણે ઘણો પરિશ્રમ કરી બાબરા ભૂતને હરાવવાથી હરપાળને તે વખતે ઘણી ભૂખ લાગી હતી તેથી તે બે બકરાં લેઇ નજીકના સ્મશાનમાં ગયો અને એક મડદાની ચીતા બળતી હતી તેમાં તેને શેકી પોતે ખાવાનો વિચાર કરતો હતો તેટલામાં સ્મશાનની ભૈરવી દેવીએ હાથ લાંબો કરી ભક્ષ માગ્યું તેથી, જો કે હરપાળ તે વખતે ઘણો ભુખ્યો હતો છતાં પોતાની ક્ષત્રિવટ સાચવવાને

તેણે તે ભક્ષ દેવીને આપ્યો. દેવી તે ખાઇ ગઇ અને ફરી હાથ લાંબો કર્યો તેથી બીજો કંઇ ભક્ષ તે વખતે હાજર ન હોવાથી, વીર હરપાળે તરવારવતી પોતાની જાંગ તુરતજ ચીરી તેમાથી માંસનો લોચો કાઢી દેવીના હાથમાં મુકયો, તેથી દેવી હરપાળ ઉપરજ બહુજ પ્રસન્ન થઇ અને તેને વર માગવા કહેવાથી, હરપાળે કહ્યું કે મારે ઘેર પધારો, તેથી વચને બંધાએલી દેવી હરપાળ સાથે પરણી અને તેની સ્ત્રી થઇ રહી, એવી દંત કથા ચાલે છે. ઈતિહાસ કર્ત્તાઓ કહે છે કે આ સ્મશાનની ભૈરવી દેવી જે હરપાળને વરી હતી તે પ્રતાપ સોલંકીની કુંવરી શક્તિદેવી હતી જેને હરપાળ સાથે પરણાવવામાં આવી હતી.

રાજા કરણ સોલંકી હરપાળ ઉપર બહુજ ખુશ થવાથી, બીજે દિવસે દરબાર ભરી તેની પ્રશંસા કરતાં રાણી ફુલાંદેવીને બાબરા ભૂતની નડતરમાંથી મુક્ત કરવાના બદલામાં તે જે માગે તે આપવા રાજા વચને બંધાયો તેથી હરપાળે માગ્યું કે એક રાતમાં હું જેટલાં તોરણ બાંધું તેટલાં ગામો મને આપવાં. કરણ રાજાએ આ વાત કબુલ કરવાથી હરપાળ પોતાના ઘેર ગયો અને આ કામમાં મદદ આપવા શક્તિદેવી તથા બાબરા ભૂતને તૈયાર કર્યાં અને તેમની મદદથી હરપાળે એક રાતમાં ૨૩૦૦ ગામોને તોરણ બાંધ્યાં. કરણે પોતાના વચન પ્રમાણે સદરહુ તેવીસો ગામ હરપાળને સ્વાધીન કર્યાં. હરપાળે પહેલું

તોરણ પાટડી ગામને બાંધેલું હોવાથી, પાટડીમાં રાજધાની કરી હરપાળે રાજ્ય કરવા માંડયું. આ પ્રમાણે ઘણાં ગામ જતાં રહેવાથી, કરણ રાજા દીલગીર થયો તેથી તેણે પોતાની રાણી કુલાદેવીને કે જેને હરપાળે બેન કહી બોલાવી હતી તેને શીખવી હરપાળની પાસે મોકલી. હરપાળે તેણીના આવવાનું કારણ પુછયું તો રાણી કુલાદેવીએ કહ્યું કે "ભાઇ પાસે કાપડું લેવા આવીછું," તેથી હરપાળે તેને ભાલનાં ૫૦૦ પાંચસે ગામ કાપડામાં પાછાં આપ્યાં હતાં.

હરપાળને શક્તિદેવીથી સાંઢો, માંગુ અને શેખરો એ નામના ત્રણ કુંવર અને ઉમાદેવી નામે એક કુંવરી હતી. આ છોકરાં એક રોજ દરબાર ગઢમાં રમતાં હતાં તે વખતે એક ગાંડો હાથી છુટી જવાથી આ છોકરાંને પકડી લેવાની તૈયારીમાં હતો. આ વખતે શક્તિદેવી એક બારીએ બેઠાં હતાં ત્યાંથી તેમણે પોતાનો હાથ લાંબો કરી છોકરાંને ઝાલી ખસેડી લીધાં. આ ઉપરથી તેમના વંશજો 'ઝાલા' રજપુતની જાતથી તે વખતથી ઓળખાવા લાગ્યા. હરપાળ પાટડીમાં ઇ. સ. ૧૦૯૦ થી ૧૧૩૦ સુધી રાજ્ય કરી મરણ પામ્યો હતો.

હરપાળ પાટણ આવ્યો ત્યારે તેના ભાઇ વિજયપાળ અને શાન્તાજી પણ સાથે આવ્યા હતા. વિજયપાળના

વંશજ હાલ ઇલોલની ગાદીએ રાજ્ય કરે છે અને શાન્તાજીના વંશ જ કટોસણની ગાદીએ હાલ રાજ્ય કરે છે.

હરપાળનો પાટવી કુંવર સાંઢો પાટડીની ગાદીએ બેઠો. પાટડીની ગાદી હાલ ધ્રાંગધ્રામાં છે. અને માંગુજીને જાંબુનો ગીરાસ મળ્યો જેમના વંશજ હાલ લીંબડીમાં રાજ્ય કરે છે. શેખરાજીને સચાણા અને ચોરવડોદરાનો ગીરાસ મળ્યો કે જેમના વંશજો હાલ ચોરવડોદરામાં અને સાણંદમાં વાંટાદાર છે.

હરપાળને બીજી રાણી રાજકુંવરબાથી ખવડજી વિગેરે નવ કુંવર થયા હતા. તેમાં ખવડજી કાઠી રાણીને પરણેલા તેથી ખવડશાખાના કાઠીઓના મુળ પુરૂષ થયા. પાંચમા કુંવર બાપુજી ધ્રાંગધ્રા રાજ્યમાં આવેલ હળવદમાં રાજ્ય કરતા હતા તેમના મરણ પછી તેમના કુંવર રણમલજી ગાદીએ આવ્યા તે બહુ ચતુર અને પરાક્રમી હતા. તેમના રાજ્ય ઉપર મુસલમાનોએ ત્રણ વખત સખત હુમલા કર્યા પરંતુ ત્રણે વખત તેમના મોટા મોટા લશ્કરોનો નાશ કરી તેમને સચોટ હાર ખવરાવી હતી. રણમલજી ઈ. સ. ૧૧૮૨ માં મરણ પામ્યા. તેમના પછી અગીયારમી પેઢીએ ધીરજરાજ ગાદીએ આવ્યા તેમને હરીસીંગ તથા અખેરાજ એ બે કુંવરો હતા. ધીરજરાજના મરણ પછી હરિસીંગ ઈ. સ. ૧૪૭૧ માં ગાદીએ બેઠા.

હરિસીંગ તથા અખેરાજ એક વખત શામળાજી તરફ મુસાફરીએ જતા હતા તે વખતે એક રોજ શિહોરા ગામ નજીક સાંજ પડી જવાથી ત્યાં બન્ને ભાઇએ મુકામ કર્યો અને તે વખતે તે બન્ને ભાઇઓને ઘણી તરસ લાગેલી હોવાથી શિહોરા ગામના એક ફળીયામાં તેઓ પાણી પીવા ગયા અને ફળીયાની સારી સુગડતા જોવાથી એક ઘેર જઇ પાણી પીવા માગ્યું તેથી તે ઘરમાં એક બાઇ હતી તેણીએ પાણી પીવા લાવી આપ્યું તે હરિસીંગે પીધું પછી નાનાભાઇ અખેરાજે પાણી પીતા પહેલાં તેમણે આ કોનું ઘર છે અને તમે કેવા રજપૂત છો તેમ પૂછવાથી તે બાઇ કે જેનું નામ ધનબાઇ હતું તેણીએ જવાબ આપ્યો કે અમે રજપૂત નથી પણ ખાંટ ઠાકોર છીએ. તેથી નાના ભાઇ અખેરાજે પાણી પીધું નહિ. હરિસીંગે ભૂલથી ખાંટનું પાણી પીધું તેથી ઘણો પસ્તાવો થયો પણ ભાવીમાં લખાયેલ હોય તે મીથ્યા થતું નથી તેમ દીલગીરી સાથે હરિસીંગ વિચાર કરવા લાગ્યો, પછી બન્ને ભાઇ પોતાને મુકામે ગયા. આ બનાવ બન્યાથી હરિસીંગ શિહોરાના ખાંટની દીકરી સદર ધનબાઇ સાથે લગ્ન કરી ત્યાંજ ઘર કરી રહ્યા અને અખેરાજ પાછા તેમના વતન હળવદ ગયા.

આ શિહોરામાં સામંતસિંહ બીહોલો નામે એક ઠાકોર રાજ્ય કરતો હતો. તેના તરફથી મહમદશાહ

બાદશાહને વારંવાર કનડગડ થતી હતી અને તે પકડાતો નહિ તેમ હાથ પણ આવતો નહિ, તેથી વાત્રક અને માઝમ નદીના સંગમ નજીક મહમદશાહ બાદશાહે જાતે મુકામ રાખ્યો અને હરિસીંગે તેમને મળી તેમની સારી નોકરી ઉઠાવી તેથી બાદશાહે ખુશી થઇ તેને કેટલુંક લશ્કર આપી બીહોલા સામંતસિંહને પકડવા મોકલ્યો. હરિસીંગને બીહોલા સાથે માંડવા નજીક લઢાઇ થઇ તેમાં બીહોલો સામંતસિંહ માર્યો ગયો હરિસીંગ આ જીત કરી બાદશાહ પાસે ગયો. બીહોલા સામંતસિંહ કે જે બાદશાહને ઘણી મુદતથી હેરાન કરતો હતો અને કોઇ પણ ઉપાયે પકડાતો નહોતો તેની સાથે લઢાઇ કરી તેને હરિસીંગે મારી નાંખ્યો તે હકીકત મહમદશાહ બાદશાહે જાણી ત્યારે તે તેમના ઉપર ઘણોજ ખુશી થયો અને સદર બીહોલાનાં જે ૧૨૫ ગામ બાદશાહે ખાલસા કર્યાં હતાં તે હરિસીંગને તેની બહાદુરી અને શુરવીરપણાના બદલા તરીકે બક્ષીસ આપ્યાં આ ખુશાલીમાં બાદશાહે જાફત કરી અને હરિસીંગને પોતાની સાથે જમવા આગ્રહ કર્યો. હરિસીંગ મુસલમાન બાદશાહ જોડે જમવા બેસવા ઘણો નારાજ હતો પરંતુ બાદશાહે તેને બીહોલાનો પટો બક્ષીસ આપી તેના ઉપર ઘણી મહેરબાની બતાવેલી હોવાથી, પોતાની સાથે આ જાફતમાં જમવા બેસવા બાદશાહનો હદ ઉપરાંત આગ્રહ હોવાથી હરિસીંગને પોતાનું દીલ ન હોવા છતાં મુસલમાન

બાદશાહ સાથે ભેગા બેસી જમવું પડયું. તે વખતથી હરિસીંગે ઇસ્લામ ધર્મનો સ્વીકાર કર્યો અને બીહોલા સામંતસિંહ સાથે લડતાં જ્યાં માંડવા બાંધેલા ત્યાં ઇ. સ. ૧૪૭૩ માં નવીન ગામ વસાવી આ બીહોલા સાથેની લઢાઇના વિજયની યાદગીરી રાખવા માટે આ નવા ગામનું નામ માંડવા પાડી ત્યાં પોતાની રાજધાની કરી. હરિસીંગ ૩૦ વરસ રાજ્ય કરી ઈ. સ. ૧૫૦૧ માં મરણ પામ્યા.

હરિસીંગ પછી તેમના કુંવર જમાલમીયાં ગાદીએ બેઠા. તે ઘણાજ હોંશીયાર ઘોડેસ્વાર હતા અને તેમને શીકારનો બહુ શોખ હતો. તેમને અમીજી અને પીરામીયાં એ બે કુંવરો હતા. અમીજી માંડવાની ગાદીએ બેઠા અને પીરામીયાંને ઈ. સ. ૧૫૪૫ માં આતરસુંબા તથા તેના તાબાનાં ૨૨ ગામ ગીરાસમાં મળ્યાં.

માંડવાની ગાદીએ અમીજી પછી તેમના કુંવર લાલમીયાં ગાદીએ બેઠા. તે ઘણાજ બહાદુર તેમ બુદ્ધિશાળી હતા તેમના વખતમાં તેમના પરાક્રમના ઘણાજ જાણવા જોગ બનાવ બનેલા છે તે તમામનું વર્ણન અત્રે કરવું અસ્થાને ગણાય તેથી તેની ફક્ત ટુંક નોંધજ આપવી બસ થશે. માંડવા ઉપર ઘાસ દાણાનો લાગો નહી હોવાથી તેને મહી કાંઠામાં મુકવામાં આવેલ નથી. પીરામીયાંને આતરસુંબા પટો ગીરાસમાં મળેલ છે જેમના વંશજો હાલમાં પુનાદરામાં

રાજ્ય કરે છે તે પુનાદરા તાલુકો મહીકાંઠા એજન્સીમાં મકવાણાની જગાઓમાં પાટવી ગણાય છે.

માંડવાના લાલમીયાંના વખતમાં દીલ્લીની ગાદીએ અકબર બાદશાહ રાજ્ય કરતો હતો. એક વખત ઈ. સ. ૧૫૬૩ માં અકબર બાદશાહે પોતાના ઘોડાઓ માટે ઘરો ઉત્પન્ન કરવા કચ્છમાંથી રેતી લેવા સારૂ ૧૦૦૦) એક હજાર પોઠી મોકલ્યા હતા. તે હજાર પોઠી કચ્છમાંથી રેતી ભરી માંડવા પાસે અંતોલી ગામે આવ્યા. આ રેતમાં ઉગેલી ઘરો ખાવાથી ઘોડાઓ ઘણા પાણીદાર થાય છે એવું કચ્છના સોદાગરે અકબર બાદશાહને કહ્યા ઉપરથી આ રેત બાદશાહે મંગાવેલી છે તેવી હકીકત લાલમીયાંના જાણવામાં આવવાથી તે અખતરો પોતેજ અજમાવવા માટે આ હજાર પોઠી રેત લાલમીયાંએ કબજે લીધી વણઝારા લોકો ખાલી પોઠો લેઇ દીલ્લી ગયા અને આ વાત બાદશાહને કરી ત્યારે બાદશાહે ઘણા ચીડાઇ જઈ, આજમખાં ઉધેઈ નામના સરદારને પુરતું લશ્કર લેઈ માંડવે મોકલ્યો. ત્રણ વરસ સુધી આજમખાંને લાલમીયાં સાથે લડાઇ ચાલી પણ લાલમીયાં કબજે થયા નહિ અને આ સરદારને દીલ્લી પાછા જવું પડયું. અકબર બાદશાહે ફરીથી આ ઉમરાવને ઈ. સ. ૧૫૬૬ માં મોટી ફોજ તથા રાજાસુર વિગેરે બીજા ઘણા શુરવીર રજપૂત રાજાઓ સાથે માંડવે મોકલ્યો અને ચાર વરસ સુધી લાલમીયાં

સાથે ખુનખાર લઢાઇ ચાલી તેમાં સાતસો સોનાના ચુડ ઉતર્યા એટલે ૭૦૦ રાજાઓ વિગેરે લશ્કરના આગેવાનો મરણ પામ્યા, ૧૮ હાથી મરાયા તેથા ફોજનાં પણ બીજાં ઘણાં માણસો માર્યાં ગયાં. છેવટે ઇ. સ. ૧૫૭૦ માં રાજા સુરે કુલઃ લોલણી નામે ગુણકા મારફત લાલમીયાંને અમદાવાદ લેઈ જઇ દગો કરી લાલમીયાંનુ માથું કપાવ્યું. રાજા સુર તે માથું લેઈ દીલ્લી ગયો અને અકબર બાદશાહને મળ્યો લાલમીયાંનું માથું જોઇ બાદશાહ ઘણો પ્રસન્ન થયો અને તે માથાને સોનાના થાળમાં મુકાવી ફકીરને બોલાવી હુકમ કર્યો કે આ માથું લેઇ શહેરમાં દરેક દુકાને ફરી દુકાન દીઠ એક એક રૂપીઓ ઉઘરાવવો. માંડવેથી ભાટ લોકો લાલમીયાંનું માથું લેવા દીલ્લી ગયેલા પરંતુ તે મળ્યું નહિ ત્યારે બારોટોએ યુક્તિ કરી બાદશાહ અકબર પાસે જઇ કહ્યું કે "જ્યારે મીયાં લાલનું માથું દીલ્લી શહેરમાં આપના બેઠે દુકાન દીઠ રૂપીઓ લે છે ત્યારે જો લાલ જીવતો હોય તો શું ન કરે?" આ સાંભળી બાદશાહે ફકીરને પાછો બોલાવ્યો. ફકીરે તેર દુકાનેથી એક એક રૂપીઓ ઉઘરાવેલ હતો, તેથી તે તેર દુકાનેથી સદર ફકીરના વંશજો તેર રૂપીઆ હજુ ઉઘરાવે છે અને બાદશાહે લાલમીયાંનુ માથું દીલ્લીમાં દફનાવી તેના ઉપર એક રોજો બંધાવેલ તેની ચાકરી તથા મરામત તેઓ હાલ સુધી કરે છે. લાલમીયાંના પરાક્રમથી ખુશ થઇ, લાલમીયાંનું

નામ રાખવા માટે જ્યાં જ્યાં નવા કીલ્લાઓ બંધાય ત્યાં એક દરવાજાનું નામ લાલ દરવાજો રાખવા અકબર બાદશાહે હુકમ કર્યો હતો. લાલમીયાંએ કપડવંજમાં 'લાલજી વેરો' એ નામનો હક લેવા શરૂ કર્યો હતો જેનો હજુ સુધી ઉઘડ આંકડો હાલ માંડવાને મળે છે. ઉપરની અકબર બાદશાહના વખતની મીયાં લાલ સાથેની લઢાઇમાં મારવાડના ઘણા રજપુતો વિગેરે માર્યા ગયેલા તેથી તે વખતે ત્યાંના લોકોને માંડવાના મીયાં લાલની એટલી દેહશત લાગી હતી કે 'માંડવો' તથા 'લાલ' શબ્દ તે બોલે નહિ તેમ લાલ ફેંટો યા પાઘડી બાંધે તો તે ઉપર એક લુગડાનો ધોળો કકડો બાંધે અને લગ્નમાં માંડવો ઘાલવાનું બંધ કરેલ હતું આવા રીવાજ હજુ પણ મારવાડમાં ચાલતા જણાય છે.

માંડવા સંબંધે આટલી નોંધ લીધા પછી હવે આતરસુંબાની ગાદી ભોગવનાર પીરામીયાંની હકીકત ચાલુ કરવામાં આવે છે.

પીરામીયાંને આતરસુંબા પટો ૨૨ ગામ સાથે ગીરાસમાં ઇ. સ. ૧૫૪૫ માં મળેલો તેથી તેમણે પોતાની ગાદી આતરસુંબામાં સ્થાપી રાજ્ય કરવા માંડ્યું. પીરાંમીયાંના મરણ પછી મીયાં હાજ ગાદીએ બેઠા મીયાં હાજને અભેરાજ અને વજેસીંગ એ નામે બે કુંવરો હતા. તેમના મરણ પછી તેમના પાટવી કુંવર અભેરાજ આતરસુંબાની

ગાદીએ બેઠા અને તેમણે તેમના નાનાભાઇ વજેસીંગને ખડાલ તથા બીજાં પેટાનાં ગામો ગીરાસ એટલે જીવકમાં આપ્યાં. અભેરાજ પછી આતરસુંબાની ગાદીએ રાજસિંહ, જેતસિંહ, રૂપામીયાં અને જોરામીયાં એ રીતે અનુક્રમે બેઠા.

જોરામીયાંના વખતમાં માંડવાની ગાદીયે અમીજી રાજ્ય કરતા હતા તેમને અને તેમના ભાઇ દાદામીયાંને તકરાર ચાલતી હતી. દાદામીયાંના ભાગનો વહીવટ આંબલીયારાના તે વખતના ઠાકોર ભાથીજી ચલાવતા હતા તે છોડાવવા અમીજીએ ઇ. સ. ૧૭૮૮ માં વડોદરે જઈ ફરીયાદ કરી પણ તે બર આવી નહી પણ ઇ. સ. ૧૭૮૯ માં ફતેસીંહરાવ ગાયકવાડ ખંડણી ઉઘરાવવા માંડવે આવેલા તે વખતે તેમણે આતરસુંબામાં થાણું મુકર્યું અને આંબલીયારાં માર્યું. આ વખતે ભાથીજી નાશી ધામોદના ડુંગરામાં ભરાઇ બેઠા હતા તેથી ત્યાં પણ થાણું મુકયું બાદ ફતેસીંહરાવ ગુજરી જતાં માનાજીરાવના વખતમાં અમીજીયે ભાથીજી સાથે સલાહ કરી અને માંડવા અને આંબલીયારામાંથી થાણાં ઉઠાવ્યાં.

આતરસુંબા ગાયકવાડ સરકારે કબજે લીધાથી જોરા મીયાંચે પોતાની ગાદી આતરસુંબેથી ઉઠાવીને ઇ. સ. ૧૮૦૪ માં પુનાદરામાં કરી તેમના પછી તેમના કુમાર નારસીંહજી ગાદીયે બેઠા તેઓ ૧૮૪૦ મરણ પામ્યા પછી

તેમના પાટવી કુંવર અમરસીંહજી ગાદીયે બેઠા પણ અમરસીંહજી તે વખતે ફક્ત છ માસના સગીર હોવાથી તેમનાં માતુશ્રી જીતબાએ રાજ્યની લગામ પોતાના હાથમાં લીધી તાલુકો તે વખતે કરજવાન હોવા છતાં દરબારગઢમાં એક સુંદર મહેલ બંધાવ્યો હતો મીયાં લાયક ઉમરના થતાં ગાદીયે બેઠા પણ પચીસ વરસની ઉમ્મરે ઇ. સ. ૧૮૬૫ સંવત ૧૯૨૧ ના શ્રાવણ વદી ૫ ના રોજ દેવલોક પામ્યા તેમના પછી તેમના પાંટવી કુમાર શ્રી અભેસીંહજી સાહેબ ગાદીયે બેઠા જેઓ હાલના નામદાર ઠાકોર સાહેબ **શ્રી** શીવસીંહજી સાહેબના પીતા થાય છે. ઠાકોરશ્રી અભેસીંહજી સાહેબે પણ રાજ્યવહીવટ ઘણી સારી રીતે ચલાવ્યો હતો અને એજન્સીના અમલદારોમાં સારૂ માન મેળવ્યું હતું તેઓ સાહેબ સંવત ૧૯ ના રોજ સ્વર્ગવાશ થતાં તેમના પછી તેમના પાટવી કુમાર શ્રી શીવસીંહજી સાહેબ તા. ૩૧–૭–૧૯૦૭ ના રોજ તખ્તનશીન થયા છે.

સેવક,

**નરસીંહ દેવચંદ બોહરા.**



# અનેક દૈવિ સંપતિ વિભૂષીત, રાજ્યમાન રાજેશ્રી શ્રીયુત ભોગીલાલભાઈ છગનલાલજી મહેતા પુનાદરા સ્ટેટના મુખ્ય કારભારી સાહેબ

## એમનું

# જીવનવૃત્તાંત અને કુટુંબીક હકીકત

રાજેશ્રી ભોગીલાલભાઇનો જન્મ અમદાવાદ જીલ્લાના પ્રાંતીજ તાલુકાના પ્રાંતીજ ગામે સંવત ૧૯૩૬ ની સાલમાં થયો હતો, તેમના પીતાશ્રીનું નામ છગનલાલભાઇ હરીશંકર તથા માતુશ્રીનુ નામ જયકુંવર રા. છગનલાલભાઈને પાંચ પુત્ર તેમાં સૌથી મોટા. રા. છોટાલાલભાઈ, બીજા રા. ભોગીલાલભાઇ, ત્રીજા રા. મૂળશંકરભાઇ ચોથા રા. ગીરજ્યાશંકરભાઈ અને સૌથી નહાના રા. ડાહ્યાલાલભાઇ તેમનાં માતાપીતા મૂળથીજ ધાર્મીક સંસ્કારવાળાં અને પરોપકારી ગણાતાં હતાં તેમના સંસ્કારો તેમના પાંચે પુત્રોમાં ઉતર્યા આખુ કુટુંબ ધાર્મીક અને પરોપકારી તેમજ સંસ્કારી છે.

રા. ભોગીલાલભાઈએ શરૂઆતની કેળવણી પ્રાંતીજ માંજ લીધેલી. બાદ તેમના પીતાશ્રી માણસા સ્ટેટમાં

હીસાબી ખાતાનો હોદ્દો ભોગવતા હતા તેથી પોતે તેમની પાસે રહ્યા અને વધુ કેળવણી માણસાની ગુજરાતી સ્કુલમાં લીધી. માણસાના ગુજરાતી સ્કુલના હેડમાસ્તર સાહેબ રા. રેવાશંકરભાઇ તે રા. ભોગીલાલભાઇના સગા કાકા થાય. રા. છગનલાલભાઇ અને રા. રેવાશંકરભાઇ બંન્ને સગાભાઇ, રા. રેવાશંકરભાઇ મહીકાંઠાના કેળવણી ખાતામાં તે વખંતે અગ્રપદ્દે હતા તેમની કીર્તી પણ ઘણી સારી હતી તેમનાજ હાથે રા. ભોગીલાલભાઇના કેળવણીના અને અને બીજા વહેવારીક સંસ્કારો ઘડાયા હતા. પોતે મૂળથી જ ચાલાક હોવાથી તે વખતને અનુસરતો તેમનો ગુજરાતી અભ્યાસ ઘણોજ ઉંચો હતો ગુજરાતી સાત ધોરણનો પુરો અભ્યાસ કર્યા પછી વહેપારી લાઇનમાં જોડવાની પોતાની ઇચ્છા થતાં તેમના પીતાશ્રીની આજ્ઞા લઇને પંદર વરસ જેટલી નાની ઉમ્મરે મુંબાઇ જેવા શાહેરમાં વહેપાર માટે ગયા હતા. એ વખતે પંદર વરસ જેટલી નાની ઉમ્મરમાં મુંબાઇ જેવા દુરના સ્થળે વહેપાર કરવા માટે જવું એ કંઇ સાધારણ વાત નહોતી. પણ તેમનું મનોબળ ઉચ્ચ હોવાથી તેઓ જઇ શકયા હતા. તેમનો મૂળ હેતુ પોતાના પીતાશ્રીને ભારરૂપ ન થતાં સ્વતંત્રત રીતે કમાણી કરીને પીતાશ્રીને મદદગાર થવું એજ ઉદ્દેશથી તેઓ ગયા હતા, જો વિરૂદ્ધ સંજોગો ન આવ્યા હોત તો વેહેપારી લાઇનમાં તેઓ ધન અને સુકીર્તી સંપાદન કરી શકયા હોત તેવું

ઉચ્ચ મનોબળ, પ્રમાણીકતા અને નીમકહલાલી તેમનામાં હતાં પણ તેમનું ભાવી ઇશ્વરે કંઇ જુદુજ નિર્મિત કરેલું હોવાથી અને મહીકાંઠામાંજ કીર્તી મેળવવાનું સરજાયેલું હોવાથી અકસ્માત તેમના વડીલબંધુ રા. છોટાલાલભાઇનું પ્લેગના લીધે અવશાન થયાથી તેમના પીતાશ્રીએ તેમને મુંબાઇથી પાછા બોલાવી લીધા હતા તેઓ મુંબઇમાં ત્રણ ચાર વરસ રહેલા અને સારો અનુભવ મેળવ્યો પણ ઉપરના કારણે પાછા ફર્યા હતા.

માણસે પાછા આવ્યા પછી તેમના પીતાશ્રીની રૂબરૂમાંજ માણસા સ્ટેટમાંજ નોકરી લીધી. શરૂઆતમાં તલાટીની, અને પછી મુખ્ય શીરસ્તેદાર તરીકેની નોકરી મેળવી શક્યા હતા શીરસ્તેદારની નોકરી પ્રમાણીકપણે કર્યાથી હાલના નામદાર માહારાઓલજીશ્રી તખ્તસીંહજી સાહેબનો ચાહ ખેંચી શક્યા હતા, બલકે નામદાર રાઓલજી સાહેબ તેમને બહુજ ચહાતા હતા.

કમ નશીબે તેમના પીતાશ્રીનો સ્વર્ગવાસ થતાં કુટુંબના નિર્વાહનો, સંસારી કાર વહેવારોનો, અને પોતાના નાનાભાઇ ગીરજાશંકરને કેળવણી આપવા વીગેરેનો તમામ બોજો તેમના શીર આવી પડયો હતો, પણ તે વખતે કોઇ પણ રીતે નહીં ગભરાતાં શાન્તીથી એક કુશળ નાવીકની માફક પોતાનું નાવ પાર ઉતાર્યું હતું. માણસા સ્ટેટની

સર્વીસમાં પોતાની જ્ઞાતિના આસપાસના ગામોના ઘણા સજ્જનોનું આવવું જવું પોતાના ત્યાં થતું હતું તે વખતે જ્ઞાતિજનોની ઘણી સારી સેવા બજાવ્યાથી જ્ઞાતિમાં પણ ઘણી ઉંચી આબરૂ મેળવી શક્યા હતા. તે મેળવેલ આબરૂના પરીણામે પોતાના નાનાભાઇઓ રા. ગીરજાશંકરભાઇ અને રા. ડાહ્યાલાલભાઇને કુળવાન કુટુંબમાં પરણાવી શક્યા હતા. માણસાની સર્વીસમાં માણસાના ઘણા આબરૂદાર શેઠીયાઓ અને ગૃહસ્થોમાં પોતાની પ્રમાણીકતાથી ઘણી સારી આબરૂ સંપાદન કરી ઘણો ચાહ લોકોનો મેળવ્યો હતો, પણ તે વખતના ટુંક પગારમાં પોતાના બહોળા કુટુંબનો નિર્વાહ આ પ્રમાણીક ગૃહસ્થથી થઇ શકે તેમ ન જણાતાં ત્યાંથી રાજીનામુ આપવા ફરજ પડી હતી. અને ઘણી દીલગીરીથી નામદાર રાવલજી સાહેબને રાજીનામું મંજુર કરવા જરૂર પડી હતી.

આ અરસામાં રા. મૂળશંકરભાઇનો ઇંગ્લીશ અભ્યાસ પુરો થવાથી તેઓશ્રી મહીકાંઠા એજન્સીમાં મહેરબાન ડેપ્યુટી એજ્યુ–ઇન્સપેક્ટર સાહેબના હેડક્લાર્ક તરીકે સાદરામાં જોડાયા હતા જેથી કુટુંબીક મદદમાં તેમણે હીસ્સો આપવા માંડયો હતો–મદદગાર થયા હતા જેથી ફરીથી રા. ભોગીલાલભાઇએ મુંબઇ જઇ વેપાર કરવામાં મન દોડાવ્યું અને નોકરીનું રાજીનામું આપીને ફરી મુંબઇ ગયા ત્યાં ચાંદીના વેપારમાં મન દોડાવ્યું પણ ફરીથી કુટુંબીક મુશ્કેલી

આવી પડતાં વેપારી લાઇનને છેલ્લી સલામ કરીને પાછા દેશમાં આવવા જરૂર પડી હતી.

આ વખતે દધાલીયા સ્ટેટમાં મુખ્ય કારભારોની જરૂર હોવાથી ત્યાંના ઠાકોર સાહેબશ્રી અમરસીંહજી સાહેબે રા. ભોગીલાલભાઇની માગણી કરી. જેથી તેઓ ત્યાં ગયા હતા અને ત્યાંના મુખ્ય કારભારીનો ચાર્જ લીધો હતો, અને રાજ્યતંત્રમાં સુધારા કરવામાં પોતાનું મન પરોવ્યું હતું.

દધાલીયા જેવા ડુંગરી મુલકની હવા તેમને પોતાને તો અનુકુળ જણાઇ પણ તેમનાં પત્ની અ. સૌભાગ્યવંતાં રૂક્ષ્મણીબહેનને અનુકુળ ન આવી અને તેને પરીણામે તેઓ ભારે માંદગીમાં પટકાઈ પડયાં હતાં અને ઉત્તરોત્તર તેમની તબીયત વધુ અને વધુ બગડતી ચાલી. આ વખત ઘણોજ કટોકટીનો અને ગભરામણવાળો હતો, પણ તેમનાં પત્નીની ટ્રીટમેન્ટમાં મહેરબાન ઠાકોર સાહેબે તેમજ તે વખતના થાણાના ફોજદાર શ્રી. દાદામીયાંએ અને ત્યાંના નગરશેઠ પાનાચંદ વોહોરાના કુટુંબમાં દીવારૂપ ગણાતા રા. ભીખાભાઇ મગનલાલે ઘણીજ ઉમદા મદદ કરી પોતાનો સદ્ભાવ વ્યક્ત કર્યો હતો પણ મંદવાડ લંબાણ ચાલ્યાથી અને હમેશ માટે ત્યાંની હવા અનુકુળ ન જણાયાથી ત્યાંથી રાજીનામુ આપી છુટા થવા ફરજ પડી હતી અને મહેરબાન ઠાકોર સાહેબે ઘણીજ દીલગીરી સાથે તેમને રજા આપી હતી. રા. ભોગીલાલભાઇના ધાર્મીક સંસ્કારો મૂળથી ઉંચ હતા જેથી

ત્યાંના મંદીરના બાવાજીશ્રી જુગલદાસ બળદેવદાસે પોતાની ઇચ્છા એક વિશ્નુ યાગ કરવાની રા. ભોગીલાલભાઇને કરી જેથી તેમણે આગેવાની લઇને ગામની ભાગોળે મોટો મંડપ બંધાવી ટીંટોઈ, બોલુંદરા, મોડાસા વગેરે સ્થળેથી વિદ્વાન બ્રાહ્મણોને બોલાવી ધામધુમથી વિષ્ણુયાગ કરાવ્યો હતો જેથી તેમના ધામીંકપણા માટે ચોફેર બહુ વાહ વાહ થઇ હતી. રાજ્યમાં પણ ઘણા સુધારા વધારા કર્યા હતા જેથી તેમના જવાથો સ્ટેટ અને સ્ટેટની પ્રજા પણ ઘણી દીલગીર થઇ હતી.

દધાલીયાથી છુટા થયા બાદ થોડો વખત લીંબીમાં મુખ્ય કામદાર તરીકે જોડાયા હતા પણ રમાંસના ઠાકોરશ્રી ઉદેસીંહજી સાહેબનો તેમના તરફ બહુજ આગ્રહ હોવાથી ટુંક મુદતમાંજ લીંબીથી છુટા થઇને રમાંસના મુખ્ય કાર્યભારી તરીકેનો ચાર્જ સંભાળી લીધો હતો, ત્યાંનું તંત્ર વ્યવસ્થીતપણે ગોઠવીને રાજ્ય હીતના કામોમાં દીલ પરોવ્યું અને રાજ્યનું બની શકતુ હીત કર્યું. આ અરસામાં નજીકમાંજ પુનાદરાના હાલના નામદાર ઠાકોર સાહેબશ્રી શીવસિંહજી સાહેબના કર્ણ ઉપર તેમની કીર્તીની સુવાસ ફેલાવા પામી હતી તેમજ એક વખત પોતે રમાંસ પધારેલા ત્યાં રૂબરૂ રાજેશ્રી ભોગીલાલભાઇનું કામ જોતાં તેમનું આકર્ષણ રા. ભોગીલાલભાઈ ઉપર વધ્યાથી એકમદ રૂા. ૧૦૦) એકસોનો પગાર કરીને તેમને પોતાની પાસે બોલાવવા

આગ્રહ કર્યો હતો, પરંતુ રમાંસ દરબારશ્રી ઉદેસીંહજી સાહેબ તેમને છોડવા બીલકુલ રાજી નહોતા. તેમને છુટા નહિ કરવા પુનાદરાના નામદાર દરબાર સાહેબને તેમણે ઘણા પત્રો લખ્યા પણ પુનાદરાના નામદાર દરબાર સાહેબનો ઘણો જ આગ્રહ થયાથી તેમજ રાજેશ્રી ભોગીલાલભાઇને સારો ચાન્સ મળતો હોવાથી ઘણીજ નારાજી સાથે તેમને છુટા કર્યા હતા પણ પોતાના તરફથી જીંદગી પરિયંત રૂા. ૯ નું પેનશન બાંધી આપીને પોતાનો પ્રેમ વ્યક્ત કર્યો હતો, અને છુટા થયા તે દિવસે દરબાર ભરીને ઘણું માન આપ્યું હતું.

પુનાદરામાં દાખલ થયા પછી ટુંક મુદતમાંજ તેમના કામથી નામદાર ઠાકોરસાહેબ શ્રી શીવસિંહજી સાહેબ ખુબ પ્રસન્ન થયાથી તેમના પગારમાં એકદમ રૂા. ૨૫) પચીસનો વધારો કરી આપીને માસિક એકસોને પચીસનો પગાર કરી આપ્યો હતો. તેમ કરીને પોતાનો રા. ભોગીલાલભાઇ ઉપરનો વિશ્વાસ પ્રતિપાદન કરી આપ્યો હતો. તેઓ આ સ્ટેટમાં લગભગ દશ વરસથી મુખ્ય કારભારીનું કામ કરે છે તેટલી મુદતમાં રાજ્યમાં અનેક સુધારા કર્યા છે રાજ્યની ઉપજમાં પણ ઉત્તરોત્તર વધારો થાય તેવા દરેક યત્નો પ્રમાણિકપણે રૈયત ઉપર કનડગત ન થાય તે રીતે કરીને ઉપજમાં વધારો કર્યો છે. તેમજ રાજ્યમાં નવીન મકાનો જેવાં કે મહેમાનોને ઉતરવાનાં મકાનો, ઘોડાઓની પાયગા,

ગાડીઓ વગેરે માટે ડહેલાં વગેરે નવીન મકાનો તેમજ ન્યાયાધીશની ઓફિસ વગેરે મકાનો દુરસ્ત કરાવીને રાજ્યની જાહોજલાલીમાં ખુબ વધારો કર્યો છે, પુનાદરાનો દરબારગઢ જોનારાઓને ખુબ આકર્ષે એવો સુંદર તેનો દેખાવ છે.

નામદાર ઠાકોરસાહેબને ધર્મ ઉપર ખુબ શ્રદ્ધા છે તેમજ રા. ભોગીલાલભાઇને પણ ધર્મ ઉપર ખુબ આસ્થા છે જેથી પુનાદરાના નજીકના ગામની હદમાં મહાકાળેશ્વર મહાદેવ છે. તેમની પૂજાપાત્રી થતી નહોતી તેથી તેમણે નામદાર ઠાકોરસાહેબનું તે ઉપર લક્ષ ખેંચીને ફરીથી તેમની પ્રાણપ્રતિષ્ઠા ધામધુમ સાથે કરાવીને પુજા ચાલુ કરાવી છે.

રાજ્યમાં રૈયતને ચોખ્ખો ન્યાય મળે તે માટે તેમણે નામદાર ઠાકોરસાહેબને અરજ કરીને સ્વતંત્ર ન્યાયાધીશની નીમણુક કરાવી રૈયતને ન્યાય મળે તેવો બંદોબસ્ત કર્યો છે. રાજ્યમાંથી લાંચરૂસ્વતનું મુળ ઉખેડીને રૈયતને કોઇપણ નોકર કંઇ પણ કનડગત ન કરે તેનો પાકો બંદોબસ્ત કર્યો છે બીજું તો શું પણ રૈયત પાસેથી કોઇ શાક પણ મફત ન લઇ શકે તે માટે તેમણે કડક નિયમ કરેલો છે આથી રૈયતમાં રા. ભોગીલાલભાઇ ખુબ વખણાયેલા છે તેથી ગરીબ ખેડુત વર્ગ તેમને પોતાના ઇષ્ટદેવ સરખા માને તેમાં નવાઇ પણ શું ?

રાજ્યમાં નોકરોની પસંદગી કરવામાં, રાજ્યમાં આવતા-જતા મહેમાનોની સરભરા કરાવવામાં, હરકોઇની દાદફરીયાદ

જાતે સાંભળીને તેનો તુરત નીકાલ કરવામાં, અને રાજ્યનાં દરેક કામોમાં પોતાનીજ સીધી દેખરેખ હોવાથી કોઇથી જરા પણ ચશમપોશી થઈ શક્તી નથી.

નામદાર ઠાકોરસાહેબને રા. ભોગીલાલભાઇ ઉપર અચળ શ્રદ્ધા, પૂર્ણ વિશ્વાસ, ભોગીલાલભાઈ જે કરશે તે વ્યાજબીજ કરશે તેવી દૃઢ માન્યતા હોવાથી તેઓ નામદાર તેમના કોઇ પણ કામમાં કદી પણ માથું મારતા નથી, તેમજ રાજ્યકુટુંબમાં મહેરબાન યુવરાજશ્રી મે. દાદાસાહેબ તેમજ મહેરબાન ભાઇસાહેબનો પણ તેમના પ્રત્યે પૂર્ણ વિશ્વાસ છે જેથી રાજ્યનો દરેક નોકર તેમનાથી ડરીને જ ચાલે છે. પોતાને એક પાઇ પણ હરામની શિવનીર્માલ્ય છે ત્યાં પછી નોકરોની મગદુર શું કે શાક પણ મફત લઇ શકે.

મહીકાંઠામાં મેં ઘણા કામદારો જોયા છે પણ રાજેશ્રી ભોગીલાલભાઇ જેવા સંપૂર્ણ સત્તાધારી કામદાર બીજા વધુ પ્રમાણમાં જોઇ શકયો નથી. બલકે કેટલાક સ્ટેટોમાં તો કારભારી માત્ર નામના જ પુતળાં જેવા છે તેમનું લગારે રાજ્યમાં ચલણ હોતું નથી માત્ર રાજ્યનો મોટો પગાર ખાવાની લાલચે જ પડયા રહે તેવા છે જેમનાથી એક સીધાની ચીઠ્ઠી સુદ્ધાંત થઇ શકે નહિ—અખત્યાર નહીં ત્યાં બીજી શું વાત કરવી ? તેથી સાચુંજ કહું તો રાજેશ્રી ભોગીલાલભાઈ પુનાદરામાં મહીકાંઠાનું એક રત્ન જ છે.

આ ગૃહસ્થે જો માત્ર ધન ઉપાર્જન કરવાની જ વૃત્તિ કરી હોત તો તેમના ઘરમાં ધનના ઢગ થયા હોત તેટલી સત્તા છે પણ તેમણે સત્તાનો સદ્ઉપયોગ કર્યાથી રાજાનું, રાજ્યની પ્રજાનું અને પોતાનું પરભવનું તેમણે સુકૃત્યો કરીને હીત કર્યું છે ખેડુતો પ્રત્યે તેમની ખુબ મમતા, ખેડુતો સુખી થાય, ઉપજમાં વધારો થાય તે માટે તેમને જુદાજુદા અખતરા સમજાવવામાં ખુબ રસ લે છે, વળી ભાવી પ્રજાને પણ ખેતીમાં રસ લેતી કરવાની ઇચ્છાથી તેમણે પ્રાંતીજમાં લગભગ ૪૦ વીઘાં જમીન ખરીદીને તેમાં પાંચ વીઘામાં સરસ બાગ બનાવ્યો છે અને બાકીની જમીનમાં જુદીજુદી જાતના ખેતીના અખતરા થાય છે ખેડુતોને રહેવા માટે જમીનમાં જ તેમને લાયક ઘર બનાવી આપેલાં છે અને ત્યાં પણ ખેતીમાં ખુબ રસ લે છે.

મોટા પુત્ર રા. કરૂણાશંકરભાઇ હાલ લગભગ ૨૫ વરસની ઉમ્મરના છે તેઓ પોતાના પીતાના જેવા જ બાહોશ છે. તેમણે પોતાના પિતાની પાસે જ શરૂઆતનું કામકાજ કરેલું વળી વચમાં કેટલોક વખત ડાભા સ્ટેટની નોકરીમાં કારભારી તરીકે ગયેલા પણ સ્વતંત્ર પિતાના સ્વતંત્ર પુત્રને ત્યાંનું વાતાવરણ યોગ્ય ન જણાયાથી પાછા ફરેલા હતા અને હાલ પુનાદરા સ્ટેટમાં જ જ્યુડિશિયલ કામકાજ કરે છે નાના પુત્ર ચીરંજીવી પોપટલાલભાઇ હાલ ગુજરાતી અભ્યાસ કરે છે.

ગુજરાતી સાત જ ધોરણનો અભ્યાસ કરેલા રા. ભોગીલાલભાઇનો અનુભવ વખાણને પાત્ર છે અંગ્રેજીનો અભ્યાસ સ્કુલમાં તો તેમણે કરેલો નથી પણ ખાનગી અનુભવથી તેમણે અંગ્રેજીમાં ઘણું જ સારૂં જ્ઞાન મેળવ્યું છે એજન્સીથી આવતા અંગ્રેજી ઓર્ડરો તેઓ સારી રીતે વાંચી શકે છે, તેમજ તેનો જવાબ પણ કરી શકે છે, અંગ્રેજીનું આવું સારૂં જ્ઞાન તેમણે માત્ર અનુભવથી જ મેળવેલું છે આવા એક ચાણાકય કારભારી પ્રત્યે અમને સંપૂર્ણ માન છે બલકે અભીમાન છે. પ્રભુ તેમને આથી પણ અધીક માનમતરબો આપે, તેમના કુટુંબની દીનપ્રતિદીન ચડતી કરે, અને દીર્ઘાયુષ કરે તેવી નમ્ર પ્રાર્થના કરૂં છું.

રાજેશ્રી ભોગીલાલભાઇના બીજા બંધુ રાજેશ્રી મૂળશંકરભાઇ શરૂઆતમાં મહીકાંઠાના કેળવણી ખાતામાં દાખલ થયેલા ત્યાં તેઓની કુશળતાથી તેવખતના મહીકાંઠાના ડેપ્યુટી એજ્યુકેશનલ ઇન્સપેકટર મહેરબાન પ્રભુરામભાઇ મુળજીભાઇ ઘણા જ ખુશી થયા હતા, પણ કેળવણીખાતામાં પોતાની ઉન્નતિ થાય તેવું બહોળું ક્ષેત્ર ન હોવાથી પોતે કેળવણી ખાતામાંથી એજન્સી સર્વિસમાં ટ્રાન્સફર થયા હતા. એજન્સીખાતામાં પોતાની હોશિયારી, ખંત અને પ્રમાણિકપણાથી ઉત્તરોત્તર ચડતાં મહીકાંઠાના મહેરબાન હજુર ડેપ્યુટી સાહેબના શીરસ્તેદાર મહેરબાન ડિસ્ટ્રીકટ ડેપ્યુટી સાહેબના શીરસ્તેદારનો જોખમદાર હોદ્દો દીપાવ્યો હતો, અને પોતાના

ઉપરી અમલદારોનો સારો ચાહ મેળવ્યો હતો. ત્યાંથી પેથાપુરના મુખ્ય કારભારી તરીકે સરકાર તરફથી નીમવામાં આવ્યા હતા ત્યાં પણ પોતાની કિર્તિની ઘણી સુવાસ ફેલાવી રૈયતનો ઘણોજ ચાહ મેળવ્યો હતો, ત્યાંથી મહીકાંઠા એજન્સીની ટ્રેઝરીમાં હેડ એકાઉન્ટન્ટ અને જપ્તી ઓડીટર નીમાયા હતા. જે હોદ્દો પણ કેટલીક મુદત ભોગવ્યા બાદ વરસોડા જેવા મોટા સ્ટેટના મેનેજરના હોદ્દે નીમાયા હતા. ત્યાં મેનેજર તરીકે ગયા બાદ રાજ્યમાં ઘણા સુધારા કરવામાં અગ્રભાગ લીધો હતો તેમજ ત્યાંની પ્રજાનું દીલ જીતી લીધું હતું. ત્યાંથી ફરીથી મહીકાંઠા એજન્સીના તમામ જપ્તી ખાતાના ઓડીટર તરીકે નીમાયા હતા.

હાલમાં ગઢવાડા જીલ્લા જેવા મોટા જીલ્લામાં થાણદાર તરીકે તેઓશ્રી નીમાયેલા છે. ટુંક મુદતમાંજ જીલ્લાના તમામ લોકોનો ચાહ તેમને મેળવ્યો છે. રાજેશ્રી મૂળશંકરભાઈ શાંન્ત પ્રકૃતીના, થોડુ બોલનારા, નીરાભીમાની હોઇ જ્યાં જ્યાં પોતે ગયા ત્યાં ત્યાં પોતાની સાદાઇ, નીખાલસપણું અને પ્રમાણિક્તાથી ખુબજ પંકાયા છે, તેમના સૌથી નાહનાભાઇ રાજેશ્રી ડાહ્યાલાલભાઈને પોતે પોતાના હાથે કેળવણી આપીને કેળવ્યા છે તેઓ પણ હાલ લીંચ સ્ટેશન માસ્તરને દરજ્જે છે. તેઓશ્રી પણ બહુજ ઉમદા સ્વભાવના સજ્જન છે એકંદરે મુરબીશ્રી છગનલાલ કાકાનું કુટુંબ બહુજ ભલુ, મહેમાનોની સ્વાગત કરવામાં પહેલા

નંબરે પંકાયેલુ પોતાની જ્ઞાતીમાં સંપૂર્ણ આબરૂદાર, માન મરતબો અને લાગવગ ધરાવનાર આગેવાન કુટુંબ ગણાય છે રાજેશ્રી મૂળસંકરભાઈના મોટા ચીરંજીવીભાઇ લક્ષ્મીપ્રસાદજી લગભગ બારેક વરસની ઉમ્મરના છે તેઓ હાલમાં ઈંગ્રેજી બીજા ધોરણનો અભ્યાસ કરે છે. આ કુટુંબ સહુસા માન આપવા યોગ્ય–વંદન કરવા યોગ્ય છે. આ કુટુંબની ચઢતી થાય, ત્રણે ભાઇઓ ઉત્તરોત્તર અધીક અધીક માન મરતબો ભોગવવા ભાગ્યશાળી થાય, અને સદા સુખી રહે એવી પ્રભુપ્રત્યે પ્રાર્થના કરૂંછું ત્રણે ભાઇઓમાં સંપ અલૌકિક છે તેવો સંપ પ્રભુ સદા કાયમ રાખે એવી પ્રાર્થના છે.

**સાદરા.** (મહીકાંઠા)  
તા. ૧૫—૧—૩૧

સેવક,  
**નરસીંહ દેવચંદ બહેરા.**